# સીલસીલે ઇમામત.

યાને

# ઈમામતની સંકલના.

શીયા ઇમામી ઇસ્માઇલી સ્કુલોના
વિદ્યાર્થીઓ માટે.


રચનારઃ—

**હરજીભાઇ પુંજા માસ્તર.**



છાપનાર તથા પ્રગટ કરનાર,

**ધી રીક્રીએશન કલબ ઇન્સ્ટીટ્યુટ પ્રેસ ડીપાર્ટમેન્ટના ઓ. સેક્રેટરી હુશેનભાઈ શરીફે**
ધી ખોજા શીંધી પ્રિન્ટીંગ પ્રેસ ૧૦૦-૧૦૬
પાલ્લણી મોહોલ્લા મુંબઇ નાં. ૯ માં છાપી
ત્યાંથીજ પ્રગટ કર્યું.

આવૃતી ૬ ઠી.] સન ૧૯૨૪ [પ્રત, ૨૦૦૦

કિંમત ૦)≡

# પ્રસ્તાવના.

શીઆ ઇમામી ઈસમાઇલી દીનના રાહનુમા, પેશવા, રૂહાની સરદાર, હક મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર, હાજર ઈમામની પાકગાદી કલપે કલપ તથા જુગા જુગ દસ અવતારો, સીતોતેર પાત્રા તથા અડતાલીસ ઈમામોના રૂપમાં સીલસીલા બંધ જગતમા જાહેર રીતે ચાલુ રહેલી છે.

મહાન બોધ ગુરૂ પીર સદરદીન સાહેબે શીયા ઇમામી ઇસમાઇલીઓ માટેની ધુઆ નામની બંદગી રચી આપી છે, તેમા ઈમામતનો સીલસીલો સંપુરણ રીતે વીશનાપુરીના વીભાગમાં દર્શાવેલો છે, જે હકીકતી ઈસમાઇલી મોમનો બંદગી કરતી વખતે મુખ પાઠે પઢી જાય છે.

હાજર ઈમામ મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતારને ખર્ગ નીભાવવામાં આવતી મુબઈની ખડક ઉપરના મોટા જમાતખાનાની સ્કુલમાં ધાર્મીક વીષયોના શીક્ષણ માટે માસ્તર તરીકે ગુજારેલી નવ વરસની મારી કારકીર્દી દરમ્યાન વીદ્યાર્થીઓને ઇમામતના સીલસીલાનું શીક્ષણ આપવા માટે સવાલ જવાબ રૂપે એક પ્રશ્નોત્તર બુક લખી રાખવાની તે વખતે મને જરૂર પ આવી હતી.

ઇસમાઇલી લીટરેચર સોસાયટીના સુપરવાઇઝર **મરહુમ માસ્તર હાસમભાઇ બોઘા** કે જેઓએ ઇસમાઇલી દીનને લગતાં કેટલાંક ઉપયોગી પુસ્તકો રચીને પ્રગટ કીધા છે, તેમજ તેઓ ઉદાર વ્રતીથી બીજા ઉછરતા વીદ્વાનોને ઉમંગથી સહાયતા આપવા પોતાની ફરજ સમજતા હતા, તેઓએ મીસર, તુરકસ્તાન, બદકશાન વીગેરે દુર દરાજના મુલકોના અરબ તથા અજમ ઇસમાઇલી મુરીદોની જાતી મુલાકાતથી, તથા અંગ્રેજી, ફારસી અરબી વીગેરે પરભાષાઓના પુસ્તકોમાંથી બારીક શોધ ખોળ કરી, "ઇસમાઇલી દર્પણ" નામે પુસ્તકમાં ઇસમાઇલી અડતાલીસ ઇમામોની ઇમામતના ઇસવી સન હીજરી સનની મહાન ઉપયોગી તેમજ સંગીન ટીપ દાખલ કરી, ખરેખર! ઇસમાઇલી દીનની એક અગત્યની સેવા બજાવી છે. **મરહુમ માસ્તર હાશમભાઇ બોઘાની** જાતી મુલાકાત તથા તેમના રચેલા મજકુર "ઇસમાઇલી દર્પણ" નામના પુસ્તકની મદદથી આ "સીલસીલે ઇમામત" નામનુ લઘુ પુસ્તક રચવા હું ભાગ્યશાળી થયો છું, તેને માટે આ પ્રપંગે ફરીથી હું તેમનો ખાસ ઉપકાર માનું છું.

સીલસીલે ઇમામતની હાથની લખેલી નોટ બુકમાથી સ્કુલના વીદ્યાર્થીઓને નોટ લખાવવાની મોટી મુસ્કેલી મને પડતી હતી, તેમજ સ્કુલનો મારો કેટલોક ઉપયોગી વખત તેમાં રોકાઇ જતો હતો. આ નોટ બુકની બુક

છપાવવા માં આવે તો સ્કુલના મારા ટાઇમનો ઘણો બચાવ થાય. અને તે ટાઇમ વીદ્યાર્થીઓને બીજું ઉપયોગી શીક્ષણ આપવામા કામ લાગે એવું સમજીને મારી રચેલી સીલસીલે ઈમામતની પહેલી આવૃતી છપાવી આપવા મેં ઇસમાઇલી લીટરેચર સોસાયટીને અરજ કરી હતી, એ સોસાયટીએ પોતાના કાયદા પ્રમાણે સામું મને ઈનામ આપીને પહેલી આવૃતી છપાવી આપવાની જે મહેરબાની કરી હતી તેને માટે આ તકે તેમનો ઘટતો આભાર માનુ છું.

મજકુર ઇસ્માઇલી લીટરેચર સોસાયટી હાલમાં બંધ કરવામાં આવેલ હોવાથી બીજી, ત્રીજી, ચોથી, પાંચમી તથા છઠી આવૃતી **ધી ખોજા સીંધી પ્રીન્ટીંગ પ્રેસ** તરફથી બહાર પાડવામાં આવી છે, તે માટે આ તકે તેમનો ઉપકાર માનવાને મારે ભુલવું જાઇએ નહીં.

મને મારા આ કાર્યમાં મુખ્ય મદદ કરનાર **મરહુમ માસ્તર હાશમભાઇ બોઘાના** જીન્નતનશીન રૂહને હજારો હજાર દુઆ મોકલતાં મૌલા તેમને અખંડ શાંતિ આપે એવું ખરા અંતઃકરણથી ઇચ્છું છું.

લી૦ સેવક,

**હરજી પુંજા માસ્તર.**



# સીલસીલે ઇમામત

યાને

## ઈમામતની સંકલના.

---

## પ્રકરણ પહેલું.

---

### જગતની ઉત્પતી-કરણ, કલ્પ અને યુગ.

---

કલામે પીર.

પ્રથમ શામીજીએ પયદા કર્યા,
એ ભાઇ જયારે હતા તે ધંધુકાર;
તારે બીજો તે હતો કાંઇ નહિ,
અને એક હતા તે નીરાકારરે.

સ—ધંધુકાર એટલે શું?

જ—સુનકાળ નો વખત (એટલે તે વખતમાં જગત, ચંદ્ર, સુર્ય, આકાશ, તારા મંડળ જમીન, જીવા જોડ, મા બાપ વીગેરે કોઇ વસ્તુ હસ્તી ધરાવતી નહી હતી.)

સ—ત્યારે તે વખતે કોણ હતું ?
જ—ફકત પાક પરવરદીગાર (નીરીંજન નીરાકાર) હતા.
સ—તે વિષે જ્ઞાન શરીફ બોલો.
જ—

## કલામે પીર.

પહેલે ધંધુકાર સાહેબે રચાયા,
તે રચનાકી કુદરત સાચી—
એબી તઇંએ તમે.
છત્રીસ જુગ, ચોરાશી ચોકડી,
એક ધ્યાને નર રહ્યા-
એબી તઇંએ તમે.
માઇ ન બાપ, પુત્ર ન બંધવા,
મન સંતોષી નર રહ્યા-
એબી તઇંએ તમે.
ધરતી ન હોતી, આકાશ ન હોતા,
તીસ દીન તું એક ઈલાહી-
એબી તઇંએ તમે.

સ—ત્યાર પછી ખુદાવંદ તાલાએ શું પેદા કર્યું ?
જ—પાક પરવરદીગારે જગતની ઉત્પતી કરવા માટે, પોતાના ઇશ્ક યાને હેતથી ફીણનો ગોટો ઉત્પન્ન કર્યો.
સ—તે ફીણના ગોટામાંથી શું ઉત્પન્ન કર્યું ?
જ—ફીણના ગોટાનો ઇંડા જેવો, લંબગોળ આકાર બનાવ્યો.

સ—તે ઇંડાકારમાંથી શું રચના રચાવી?

જ—તે ઇંડાકાર ઘણા વખત સુધી પોતાના હાથમાં રાખી તેનો ફેલાવો કર્યો, અને તેમાંથી સાત તબક જમીન તથા દસ આસમાન પેદા કર્યા.

સ—તે વિષે જ્ઞાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

તારે અહંકાર કરતાં સામીજીએ
ઇંડો ઉંચો ચડાવ્યો,
એ ભાઇ તે માંહેથી થયા
દશ આસમાનનો આકાર;
ત્યાંથી તે ઇંડો નીચે આવ્યો,
તે માંહેથી થયા સાત તબક જમીનના
તેણી વારરે.

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદતઆલાએ પોતાની કુદરત માંહેથી સાત પાતાલ તથા દસ આસમાન બનાવ્યા અને ત્યાર-પછી અસંખ્ય વરસો સુધી નીરાકાર રહ્યા.

સ—તે પછી શું બનાવ્યું?

જ—પોતાના નુરમાંથી ચાર મુરત પેદા કરી અને પાંચમાં પોતે તેમાં રહ્યા.

સ—તે વિષે જ્ઞાનમાંથી સાબીતી આપો.

જ—

## કલામે પીર.

**તે ચાર મુરતમાં પાંચમું પોતે રહ્યા,**
**અને વળી પોતાનો નુર રાખ્યો નીરાકાર;**
**તેનો તે એક કુતુબ તારો બનાવ્યો,**
**તેને લઇ ધર્યો આસમાન મીંજારરે.**

સ—તેની માયના કરો.

જ—પોતાના નુરમાંથી ચાર મુરત પેદા કરી અને પાંચમું પોતાનું નુર સાકાર રૂપે સામેલ કર્યું.

સ—તે પાંચ મુરતના નામ કહો.

જ—(૧) હ૦ નબી મહમદ મુસ્તફા, (૨) હ૦ મૌલા મુરતજાઅલી, (૩) હ૦ બીબી ફાતમા ઝોહરા, (૪) હ૦ ઇમામ હસન અને (૫) હ૦ ઇમામ હુસેન.

સ—તે પાંચે તનનું એક નામ કહો.

જ—હ૦ પંજતન પાક સાહેબ.

સ—તે પાંચે તનનાં નુર સ્વરૂપને શું કહે છે?

જ—નુરે ખુદા, નુરે પંજતન પાક (એટલે પાંચ જણમાં ખુદાનું એક નુર છે.)

સ—તે નુરમાંથી પહેલા કોને પેદા કર્યા? તેનો ગ્નાન શરીફમાંથી પાઠ બોલો.

જ—

## કલામે પીર.

**તેજ સ્વરૂપી તે અલી પોતે કહીએ,**

અને મહમદ રુપી તે ગુર બ્રહ્માજી અવતાર;
બીબીફાતમા તે મહા દેવી શકિત કહીએ,
ઇશ્વર આદમ એ તો હ૦ ઇમામ હસન
હ૦ ઇમામ હુસેનનો અવતાર.

સ—તેની પ્રાર્થના કરો.

જ—વિષ્ણુનો જોમો નર અલી મૌલા મુરતજાઅલી. ગુર બ્રહ્માનો જોમો નબી મહમદ મુરતફા (સં૦) અને ઇશ્વિર આદમ તે હ૦ ઇમામ હસન અને હ૦ ઇમામ હુસેનમાં શાહી નુર છે.

સ—ખુદાવંદતઆલાએ પોતાના શરીરના ભાગમાંથી પંજેતન પાક પેદા કર્યા તે વિષે જ્ઞાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

આપણા માથા મુબારકમાંથી નબી
મહમદ મુસ્તફા કીયા,
અને મઉલા અલી તે પોતે અલી અવતાર;
સીના મુબારકની હજરત બીબી ફાતમા,
અને નુર ચરમ હ૦ ઇમામ હસન
હ૦ ઈમામ હુસેન દિલ ઠારરે.

સ—ત્યાર પછી ખુદાવંદતઆલાએ શું પેદા કર્યું ?

જ—પોતાની કુદરતમાંથી દાદા આદમના પુતલામાં ૩૯

ફુંકયો અને તેના ડાબા અંગમાંથી બીબી હવાને પેદા કર્યા.

સ—અને તેનાથી કોને પેદા કર્યા?

જ—તેઓ બંને બુજર્ગવારમાંથી જગતના મનુષ્યોની ઉત્પતી થઈ.

સ—જગતના મનુષ્યોને હિદાયત કરવા માટે શું ઉત્પન્ન કર્યું?

જ—ખુદાવંદના નુર પંજેતન પાકનાં નુરમાંથી ત્રણ કરણનાં જમાનામાં જગતના મનુષ્યોને બોધ આપવા વીષ્ણુવર દાતારના સતર જોમા થયા.

## ત્રણ કરણ.

સ—પહેલા ખુદાવંદતઆલાએ કયો જમાનો પેદા કર્યો?

જ—ત્રણ કરણનો જમાનો.

સ—કરણ એટલે શું?

જ—ચાર જુગ અને ચાર કલપની આગળ થઈ ગયેલો જમાનો અને અગીયાર લાખ વરસનો એક જુગ હોય એવા ત્રીસ જુગનો એક કરણ, કુલ્લે ત્રણ કરોડ અને ત્રીસ લાખ વરસનો એક કરણ થાય છે. તેવા ત્રણ કરણમાં નવ કરોડ અને નેવું લાખ વરસની મુદત થાય છે.

સ—તે ત્રણ કરણમાં કેટલા વીષ્ણુના જોમા થયા?

જ—વીષ્ણુના ૧૭ જોમા (અવતાર) થયા.

સ—તેના નામ કહો,

જ—૧ શ્રી અહુણાદ, ૨ અલખ, ૩ નામનીલ, ૪ અનીલ, ૫ સુન, ૬ સાન, ૭ નાન, ૮ ગ્નાન, ૯ નુર, ૧૦ તેજ, ૧૧ જળ, ૧૨ કમળ, ૧૩ અદબુધ ૧૪ જાગ, ૧૫ તંતવ, ૧૬ પ્રેમ તંતવ, ૧૭ આદ પુરૂષ.

સ—આદ પુરૂષમાંથી કોણ ઉત્પન્ન થયા?

જ—આદ પુરૂષના નાભી ચક્રમાંથી ગુર બ્રહ્મા પેદા થવા.

## ૪ કલપ.

સ—ત્રણ કરણનો જમાનો પુરો થયા પછી ખુદાવંદ-તાલાએ શું પેદા કર્યું?

જ—કલપનો જમાનો.

સ—કલપ એટલે શું?

જ—બ્રહ્માનો એક દિવસ.

સ—બ્રહ્માનો એક દિવસ એટલે શું?

જ—જગતની એક વખતની ઉત્પતી.

સ—એક કલપમાં કેટલા વરસ હોય છે?

જ—ચાર અબજ અને બત્રીશ કરોડ વરસનો એક કલપ અથવા એક હજાર ચોકડી અથવા મહાયુગ કહેવાય છે.

સ—કલપ કેટલા છે?

જ—કલપ ચાર છે.

સ—તેમના નામ બોલો.

જ—૧ જાયલા, ૨ ફાયલા, ૩ અરજા, ૪ ખજીફા,

## ૧—જાયલા કલપ.

સ—પહેલા જાયલા કલપમાં વિષ્ણુંના કેટલા અવતાર થયા?

જ—ચાર અવતાર થયા.

સ—તે ચારેના નામ બોલો.

જ—૧ હવ, ૨ કવ, ૩ ધરમ, ૪ કેશવ.

સ—પહેલા જાયલા કલપમાં કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા?

જ—નવાણું કરોડી જખ અમરાપુરીમાં ગયા.

## ૨—ફાયલા કલપ.

સ—બીજા ફાયલા કલપમાં વિષ્ણુંના કેટલા અવતાર થયા?

જ—ત્રણ અવતાર થયા.

સ—તેના નામ કહો.

જ—૧ તઉણાદ, ૨ ઉતરા, ૩ હરીતક.

સ—બીજા ફાયલા કલપમાં કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા?

જ—છપન કરોડ મેઘમાળા અમરાપુરીમાં ગયા.

## ૩—અરજા કલપ.

સ—ત્રીજા અરજા કલપમાં વિષ્ણુંના કેટલા અવતાર થયા?

જ—બે અવતાર થયા.

સ—તેના નામ કહો.

જ—૧ પરૂરવા અને ૨ અંતઅતીત.

સ—ત્રીજા અરજા કલપમાં કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા?

જ—ત્રીજા અરજા કલપમાં બત્રીસ કરોડી કીનર અમરાપુરીમાં ગયા.

## ૪—ખલીફા કલપ.

સ—ચોથા ખલીફા કલપમાં વીષ્ણુંના કેટલા અવતાર થયા?

જ—એક અવતાર થયો.

સ—તેનું નામ બોલો.

જ—પ્રેમરૂખ.

સ—ચોથા ખલીફા કલપમાં કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા?

જ—તેત્રીશ કરોડી દેવ અમરાપુરીમાં ગયા.

સ—ત્યાર પછી ખુદાવંદતઆલાએ શું પેદા કર્યું?

જ—ચોથા કલપની ચાર ઘડી બાકી હતી. તેમાથી ત્રીજો જમાનો ચાર યુગનો બનાવ્યો.

સ—યુગ એટલે શું?

જ—શાસ્ત્રોમાં ઠરાવેલો લાંબો વખત.

સ—યુગ કેટલાં છે?

જ—યુગ ચાર છે.

સ—તેઓના નામ કહો.

જ—૧ કર્તા, ૨ ત્રેતા, ૩ દ્વાપુર, ૪ કળીયુગ.

## ૧—કર્તા યુગ.

સ—પહેલા કર્તા યુગમાં વીષ્ણુંના કેટલા અવતાર થયા?

જ—ચાર અવતાર થયા.

સ—તેઓના નામ કહો.

જ—૧ મચ્છ, ૨ કોરભ. ૩ વારાહ, ૪ નરસિંહ.

સ—પહેલા કર્તા યુગમાં ભકત કેટલા થયા?

જ—ચાર ભકત થયા.

સ—તેઓના નામ બોલો.

જ—૧ રૂખ મુગત, ૨ અંબરીશ, ૩ ધ્રુવ, અને ૪ પ્રલ્હાદ.

સ—પહેલા કર્તા યુગમાં અસુર (દઈત્ય) કેટલા થયા?

જ—ચાર થયા.

સ—તેના નામ કહો.

જ—૧ સંખાસુર, ૨ મધુકીટક, ૩ મોર, અને ૪ હરણાકંસ.

સ—કર્તા યુગના મુખીનું નામ કહો.

જ—રાજા પ્રલ્હાદ.

સ—પહેલા મુખી સાથે કેટલા કરોડી જીવ હતા?

જ—પહેલા મુખી પ્રલ્હાદ સાથે પંદર કરોડી જીવ હતા.

સ—તેમાંના કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા?

જ—તેમાંથી ફકત પાંચ કરોડી જીવ અમરાપુરીમાં ગયા.

સ—બાકીના જીવોની ગતી કેવી થઇ?

જ—બાકી દસ કરોડી જીવમાંથી પાંચ કરોડી જીવ આવાગમણ (ફરીથી અવતાર લેવા) માં પડયા અને પાંચ દોજકમાં ગયા.

સ—આવાગમણ એટલે શું?
જ—લખ ચોરાશીના ફેરા (એટલે જનમવું અને મરવું)
સ—પહેલા કર્તા યુગમાં જાપ કોના નામનો જપતા હતા?
જ—વીષ્ણુંના અવતાર "નરસીંહ ભગવાનનો."
સ—કર્તા યુગમાં વ્રત શેનું કરતા હતા?
જ—સોમવારી એકાદશીનું વ્રત રાખતા હતા.
સ—કર્તા યુગમાં દાન શેનું આપતા હતા?
જ—કુંજર એટલે હાથીનું દાન.
સ—કર્તા યુગમાં ઘટપાટ શેના હતા?
જ—સોનાના ઘટ તથા સોનાના પાટ.
સ—કર્તા યુગમાં આદ ગુરૂ કોણ હતા?
જ—આદ ગુરૂ બ્રહ્માજી હતા.
સ—કર્તા યુગનું પ્રમાણ કહો.
જ—કર્તા યુગ ૧૭,૨૮,૦૦૦ વરસ સુધી હતો.
સ—કર્તા યુગમાં દાગ (માણુસ મરી ગયા પછી અવલ મંજલે પોંચાડવું તે) શેના હતા?
જ—જળ દાગ.
સ—જળ દાગ એટલે શું?
જ—માણુસ મરી ગયા પછી તેને જળમાં મુકી આવવું તેને જળદાગ કહે છે.

## ૨—ત્રેતા યુગ.

સ—બીજા ત્રેતા યુગમાં વીષ્ણુંના કેટલા અવતાર થયા?

જ—ત્રણ અવતાર થયા.

સ—તેમના નામ કહો.

જ—૧ વાયમણ, ૨ ફરસીરામ, ૩ રામચંદ્રજી.

સ—બીજા ત્રેતા યુગમાં ભકત કેટલા થયા?

જ—ત્રણ ભકત થયા.

સ—તેઓના નામ કહો.

જ—૧ કમળાધેન, ૨ કમળાપતી, ૩ હરીશ્ચંદ્ર.

સ—બીજા ત્રેતા યુગમાં દઇત્ય (અસુર) કેટલા થયા?

જ—ત્રણ થયા.

સ—તેના નામ કહો.

જ—૧ બળ, ૨ સહસ્ત્રાર્જુન, ૩ રાવણ.

સ—બીજા ત્રેતા યુગના મુખીનું નામ કહો.

જ—રાજા હરીશ્ચંદ્ર.

સ—તેની રાજધાનીનું નામ કહો.

જ—અયોધ્યા શહેર.

સ—ત્રેતા યુગના મુખી હરીશ્ચંદ્રની સ્ત્રી તથા છોકરાનું નામ કહો.

જ—રાણી તારા સતી તથા પુત્ર રોહીદાસ.

સ—બીજા ત્રેતા યુગના મુખી રાજા હરીશ્ચંદ્રની સાથે કેટલા કરોડી જીવ હતા?

જ—૨૧ કરોડી જીવ હતા.

સ—તેમાંથી કેટલા કરોડી જીવ અમરાપુરીમાં ગયા?

જ—તેમાંથી ફકત સાત કરોડી જીવ અમરાપુરીમાં ગયા.

સ—બાકીના જીવોની કેવી ગતી થઈ?

જ—બાકી ૧૪ કરોડમાંથી ૭ કરોડી જીવ આવાગમણુમાં ગયા અને બાકી ૭ કરોડી જીવ દોજકમાં ગયા.

સ—બીજા ત્રેતા યુગમાં જાપ કોના નામનો જપતા હતા?

જ—વીષ્ણુંના અવતાર "શ્રી રામચંદ્રજી" ભગવાનનો.

સ—વૃત (અપવાસ) શેના કરતા હતા?

જ—મંગળવારી ચઉદસનો.

સ—દાન શેના દેતા હતા?

જ—અરવ દાન એટલે ઘોડાનું દાન.

સ—ઘટપાટ શેના હતા?

જ—રૂપાના ઘટ અને રૂપાના પાટ.

સ—આદ ગુરૂ કોણ હતા?

જ—આદ ગુરૂ વશીષ્ટ રૂષી.

સ—ત્રેતા યુગનું પ્રમાણ કહો.

જ—૧૨,૯૬,૦૦૦ વરસ.

સ—દાગ શેના હતા?

જ—વન દાગ.

સ—વન દાગ એટલે શું?

જ—માણુસ મરી જાય પછી તેને વનમાં મુકી આવવું તે.

## ૩—દ્વાપુર યુગ.

સ—ત્રીજા દ્વાપુર યુગમાં વીષ્ણુંના કેટલા અવતાર થયા?

જ—બે અવતાર થયા.

સ—તેનાં નામ કહો.
જ—૧ શ્રી કૃષ્ણુજી, અને ૨ શ્રી બુદ્ધ.
સ—દ્વાપુર યુગમાં ભકત કેટલા થયા?
જ—બે ભકત થયા.
સ—તેમના નામ કહો.
જ—૧ સહદેવ, ૨ યુધીષ્ઠર.
સ— દ્વાપુર યુગમાં દઇત્ય કેટલા થયા?
જ—બે થયા.
સ—તેના નામ કહો.
જ—૧ કંસ અને ૨ દુર્યોધન.
સ—ત્રીજા દ્વાપુર યુગના મુખીનું નામ કહો,
જ—રાજા યુધીષ્ટર
સ—તેની રાજધાનીનું નામ કહો.
જ—ઇંદ્રપ્રસ્થ (દીલ્હી)
સ—મુખી યુધીષ્ઠરના પીતા તથા માતાનું નામ કહો,
જ—પીતા પાંડુ રાજા તથા માતા કુંતાજી.
સ—તેમની રાણીનું નામ કહો.
જ—સતી દ્રોપદી (પંચાળી)
સ—પાંચ પાંડવના નામ કહો.
જ—૧ યુધીષ્ઠર (રાજા ધરમ) ૨ ભીમ ૩ અરજુન
૪ સહદેવ, ૫ નીકુળ.
સ—પાંડવોની સામે કોણે લડાઈ કરી હતી.

જ— તેમના કાકાના છોકરા દુર્યોધન તથા તેના ૯૯ ભાઈઓએ, જેઓ કૌરવોને નામે ઓળખાતા હતા.

સ— લડાઈ થવાનું કારણ શું ?

જ—સત્યને માટે લડાઇ થઈ, તેમાં તે વખતના વીષ્ણું અવતાર શ્રી કૃષ્ણજીએ (સત્ય) પાંડવનો પક્ષ કર્યો જેથી અંતે દુષ્ટ બુદ્ધિના કૌરવોનો નાશ થયો, અને દઇત્ય દુર્યોધનને બુદ્ધાવતાર રૂપી શ્રી વીષ્ણુંએ માર્યો.

સ—કયા ઠેકાણે અને કેટલા વરસ પહેલાં લડાઈ થઈ હતી?

જ—ઈ૦ સ૦ પુર્વે ૫૦૦૦ વરસ ઉપર હાલના દીલ્લી પાસે અડતાલીસ ચોરસ માઈલના ઘેરાવાનું પાણીપત નામનું મેદાન છે તે મેદાનમાં લડાઇ થઇ હતી.

સ—દ્વાપુર યુગના મુખી સાથે કેટલા જીવ હતા?

જ—કુલ ૨૭ કરોડી જીવ હતા.

સ—તેમાંથી કેટલા કરોડી અમરાપુરીમાં ગયા?

જ—તેમાંથી નવ કરોડી અમરાપુરીમાં ગયા.

સ—બાકીના ૧૮ કરોડી જીવની શું ગતી થઈ?

જ—૯ કરોડી આવાગમણમાં ગયા અને ૯ કરોડી દોજખમાં ગયા.

સ—દ્વાપુર યુગમાં જાપ કોનો જપતા હતા?

જ—શ્રી કૃષ્ણજીનો (તે વીષ્ણુંનો આઠમો અવતાર)

સ—દ્વાપુર યુગમાં વ્રત શેનું રાખતા હતા?

જ—બુધવારી અમાસનું.

સ—દાન શેના દેતા હતા?

જ—ગઉઆ દાન એટલે ગાય-વાછરડાનુ દાન.

સ—ઘટપાટ શેના હતા?

જ—તાંબાનાં ઘટ તથા તાંબાના પાટ.

સ—આદ ગુરૂ કોણ હતા?

જ—વીદુર વ્યાસજી.

સ—દ્વાપુર યુગનું પ્રમાણ કહો.

જ—૮,૬૪,૦૦૦ વરસ.

સ—દાગ શેના હતા?

જ—અગન દાગ.

સ—અગન દાગ એટલે શું?

જ—માણસ મરી ગયા પછી તેને બાળી નાખે તેને અગંન દાગ કહે છે.

## ૪—કળી યુગ.

સ—ચોથા કળીયુગમાં વીષ્ણુંનાં કેટલા અવતાર થયા?

જ—એક અવતાર.

સ—તેનું નામ કહો.

જ—શ્રી નકલંકી અવતાર મૌલા મુરતજાઅલી.

સ—પાક પરવરદીગારે અસંખ્ય વરસો પહેલાં શું પેદા કર્યુ?

જ—નુરે પંજતન પાક સાહેબ.

સ—તે નુરનું શું બનાવ્યું હતું?

જ—કુતુબ તારો અને તે કુતુબ તારામાંથી સઘળી
સૃષ્ટીની રચના રચાવી.

સ—તે નુરે પંજતન પાક સાહેબનું સ્વરૂપ કહો.

જ—તે નુરે પંજતન પાક સાહેબ (નુરે ખુદા) જે અ-
સંખ્ય વરસ ઉપર નુર હતું તે નુર સારીરીક
અવતારમાં ઇ૦ સ૦ ૫૭૦ માં પંજતન પાક એટલે
પાંચ તનમાં જલવાગર થયું અને તેઓ એશીયા
ખંડમાં અરબસ્તાન દેશમાં જાહેર થયા અને ઇસ્લામ
ધર્મનો પ્રચાર કર્યો.

સ—દશમા નકલંકી અવતારનો જન્મ કયા શહેરમાં થયો?

જ—અરબસ્તાન દેશમાં શહેર મક્કામાં.

સ—ચોથા કળીયુગમાં ભકત કેટલા છે?

જ—એક ભકત છે.

સ—તેનું નામ કહો.

જ—કમળા કુંવર.

સ—કળીયુગમાં કેટલા દઇત્ય છે?

જ—એક દઇત્ય.

સ—તેનું નામ કહો.

જ—દઇત્ય કાલીંગો.

સ—ચોથા કળીયુગના મુખીનું નામ કહો.

જ—મુખી સતગુર પીર સદરદીન સાહેબ.

સ—પીરની પુઠીઉંમાં કેટલામાં પીર?

જ—૨૬ માં પીર.

સ—તેઓએ આપણા વડવાઓને ઇસમાઇલી દીનનું શ
કયા વખતમાં આપ્યું?

જ—આપણા ૩૦ મા ઇમામ શ્રી ઇસલામ શ
વખતમાં.

સ—તેઓ કયા મુલકમાંથી આવ્યા હતા?

જ—ઇરાન દેશમાંથી.

સ—આપણા વડવાઓ તે વખતે કયો ધર્મ પાળતા

જ—તેઓ હીંદુ હતા.

સ—કળીયુગના મુખી પીર સદરદીન સાથે કેટલા ક
જીવ હતા?

જ—૩૬ કરોડી જીવ હતા તેમાંથી ૧૨ કરોડી અ
પુરીમાં ગયા અને ૨૪ કરોડી ગોડ અંધાર ગ

સ—તે વીષે જ્ઞાનમાંથી સાબેતી આપો.

જ—

## કલામે પીર.

**આશાજી છત્રીશ કરોડી પુરા ધરમી,**
**શ્રી ઇસલામ શાહાને ભેટયાજી;**
**દસોંદ કારણ જીવ ડોલાવ્યા,**
**તે ચોવીશ ગયા ગોડ અંધાર-**
**હરી અનત અનત હરી અનતે**
**શામી શાહા અનત તેંજો અંત મઉલા**

**જાહે**

સ—તેની માયના કરો.

જ—૩૬ કરોડી જીવ એકઠા ધર્મ કરતા હતા, પણ તેમાંથી ૨૪ કરોડી જીવે દસોંદ (જકાત, ખુમ્સ) માટે જીવ ડોલાવ્યો તેથી તેઓ ગોર અંધારામાં ગયા.

સ—દસોંદ (જકાત, ખુમ્સ) ઉપર કોનો હક છે?

જ—હાજર ઇમામનો.

સ—તે વિષે જ્ઞાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

અશાજી નર નકલંકી તખતેજ બેઠા,
તેને દસોંદ આલોજી;
દસોંદ દેવે તે સરગે જાવે,
અવર સરવે થોથાં—હરી૦

સ—તેની માયના કરો.

જ—હે મુનીવરો! દસમો નકલંકી અવતાર મૌલા મુરતજાઅલીની ગાદી ઉપર જે ઇમામ હાજર હોય તે ઇમામને (જકાત, ખુમ્સ) દસોંદ આપશો તો તમને સ્વર્ગ મળશે.

સ—ચોથા યુગમાં જાપ કોના નામનો છે?

જ—પીર-શાહાનો.

સ—પીર એટલે કોણ?

જ—હ૦ નબી મહમદ મુસ્તફા (સ૦) ની ગાદી ઉપર જેની નીમણુંક હાજર ઈમામ તરફથી થઈ હોય તે પીર કહેવાય.

સ—શાહ એટલે કોણ?

જ—હ૦ મૌલા મુરતજાઅલી તે દશમા નકલંકી અવતારની ગાદી ઉપરે જે ઇમામ વસીહ તરીકે ગાદીએ હાજર ઈમામ હોય તે શાહ કહેવાય.

સ—ચોથા યુગમાં વૃત શેના છે?

જ—શુક્રવારી બીજ.

સ—તે વીષે જ્ઞાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

એજી બીજ શુકરવારી સેવીએ
અને નીશ હોવે નશીજલ મન;
ગુર ગતસું આરાધ કરતાં,
થાઇએ બહુ પાવન.

સ—ચોથા યુગમાં દાન શેનું આપતા હતા?

જ—અજા એટલે બકરીનું દાન.

સ—ચોથા કળીયુગમાં ઘટપાટ શેના છે?

જ—માટીના ઘટ અને માટીના પાટ.

સ—ચોથા યુગમાં આદ ગુરૂ કોણ છે?

જ—નબી મહમદ મુસ્તફા રસુલ સલ્લલાહો અલૈહી વસલ્લમ.

સ— કળીયુગમાં દાગ શેના છે?

જ—ભુમી દાગ.

સ—એટલે શું?

જ—માણુસ મરી ગયા પછી તેના શરીરને જમીનમાં દાટવું તેને ભુમી દાગ કહે છે.

સ—ચોથા કળીયુગનું પ્રમાણ કહો.

જ—૪,૩૨,૦૦૦ વરસ સુધી કળીયુગ રહેશે.

સ—ચોથા કળીયુગમાં હાલના ચાલુ વખતને કેવી વેળા કહેવામાં આવે છે?

જ—ફડતાળ વેળા.

સ—ફડતાળ વેળાના મુખીનું નામ કહો.

જ—સતગુર પીર હસન કબીરદીન સાહેબ.

સ—તેના પીતાનું નામ કહો.

જ—સતગુર પીર સદરદીન સાહેબ.

સ—ફડતાળ વેળામાં દાન શેના છે?

જ—ખીર, ખાંડ, ગીરથ, અમરત ભોજન જે સતગુર મુખે દેશે તે જીવ જન્મો જન્મ પાર ઉતરશે.

સ—ફડતાળ વેળામાં જાપ કોના નામનો જપાય છે?

જ—પીર-શાહનો.

સ—હાલ પીર-શાહની ગાદી ઉપર કોણ બીરાજે છે?

જ—હક **મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર, અનત કરોડી આધાર, ગતીચું**

તારણહાર, હાદીયુલ મહેદી, સાહેબલ અમ્ર, ખુદાવંદ સરકાર, મૌલાના હાજર ઇમામ, અમીરૂલ મોઅમેનીન.

સ—આપણા રૂંહની મુક્તિ શી રીતે થાય?

જ—ખુદાવંદ હાજર ઇમામની તાબેદારી કરવાથી, તેઓએ બક્ષેલા શીયાં ઇમામી ઇસિમાઇલી દીનની પેરવી કરવાથી તથા તેઓના મુબારક ફરમાનો ઉપર ચાલવાથી જરૂર આપણા રૂંહની મુકતી થશે.



# પ્રકરણ બીજું.

## હ૦ આદમથી તે હ૦ મહમદ મુસ્તફા સુધી ચાર નબીની હકીકત.

### હ૦ આદમ (અ.)

સ—હ૦ પંજતન પાક સાહેબના નુરમાંથી શું ઉત્પતી કરવામાં આવી ?

જ—ફીરસ્તાઓ પેદા કર્યા.

સ—જ્ઞાન શરીફમાંથી તેની સાબેતી આપો.

જ—

**કલામે પીર.**

તો મુનીવરભાઇ તારે શ્રી વીષ્ણુંની ઇચ્છાથી ઉપના,
અને બીજા ફીરસ્તા પાંચ તેણી વાર;
તે તો ફીરસ્તા રાખ્યા પોતાની હજુરમાં,
અને તેની બીજાને નહીં સારરે.

સ—તેની માયના કરો.

જ—ત્યારે ખુદાવંદતઆલાએ પોતાની ઇચ્છાથી
પંજતનમાંથી પાંચ ફીરસ્તા પેદા કર્યા, અને તેએ
પોતાની હજુરમાં રાખ્યા અને તેઓ શું કામ
છે તેના ભેદની કોઇને ખબર નથી.

સ—પાંચ ફીરસ્તાના નામ કહો.

જ—હ૦ જીબરાઇલ. ૨ હ૦ મેકાઇલિ, ૩ હ૦ અશરા
૪ હ૦ અજરાઇલિ, ૫ હ૦ અજાજીલ.

સ—દરેક ફીરસ્તાઓને કયા કયા કામ ઉપર મુકરર કી

જ—હ૦ જીબરાઇલ (પેગામ લાવનાર-પેગામ્બરો ઉ
વહી લાવનાર) ૨ મેકાઇલિ (દુનીયા ઉપર વરસાદ મોક
નાર) ૩ અશરાફીલ (પવનને મોકલનાર) ૪ અજરા
(રૂહ કબજ કરનાર) ૫ અજાજીલ (શેતાની કામ કરાવન

સ—લોહ કલમના દરવાજા ઉપર શું લખવામાં આ
હતું ?

જ—એ પ્રમાણે લખવામાં આવ્યું હતું કે "પાંચ ફ
સ્તામાંથી એક ફીરસ્તો મારૂં ફરમાન નહીં માનવા
શેતાન થશે."

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

લોહ, કલમ નીત ઉઠ દેખા,
તો એકકું સ્દજ કીયા;

ફ્રેમે મુકર હાવે પડીયા,
સો લેખા રદજ કીયા. ઇલ્લાહી૦

સ—તેની માયના કરો.

જ—લોહ કલમ રોજ જોતા હતા, પણ તેના ઉપર લખ્યું હતું કે, "એક દીવસ એક ફીરસ્તો રાન્યો જશે" એમ જાણવા છતાં તેણે (અજાજીલે) હુજત કરીને સીજદો કીધો નહીં તેથી તેની કમાઈ રદ ગઈ.

સ—લોહ કલમપર લખેલી વાત વાંચવાથી ફીરસ્તાઓની શું હાલત થઈ?

જ—સર્વે ફીરસ્તાઓ તોબા કરવા લાગ્યા.

સ—સર્વે ફીરસ્તામાંથી બંદગી વધારે કોણ કરતું હતું?

જ—અજાજીલ.

સ— તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ—

એજી અજાજીલ ફીરસ્તા બુઝરગ કહીએ,
અને બુદ્ધિવંત કહીએ તેસા;
છત્રીસ કરોડ કીતાબા પડીયા,
પણ ભીતર ભેદ ન પાયા—ઇલ્લાહી૦

સ—તેની માયના કરો.

જ— અજાજીલ ફીરસ્તો સહુથી મોટો ફીરસ્તો અને બુદ્ધિવાળો હતો. તે ૩૬ કરોડ પુસ્તકો મોઢેથી બોલી જતો હતો, છતાં તે મૌલાનો ભેદ સમજી શકયો નહીં.

સ—તેની ઉમર કેટલી હતી?

જ—૧૮ લાખ વરસ.

સ—તે ભેદ શું હતો? કે જે અજાજીલ સમજી શકયો નહીં?

જ—ખુદાવંદતઆલાએ હ૦ આદમ અલેહીસ્લામના પુતલાને કે જેમાં ખુદાવંદતઆલાએ પોતાનું નુર નાખ્યું હતું તેને સુજદો કરવાને સર્વે ફીરસ્તાઓને હુકમ કર્યો પણ અજાજીલ તે ભેદ નહીં સમજી શકયો અને ફરમાન ન માન્યું તેથી તે રાન્યો ગયો.

સ—હ૦ આદમની ઉત્પતિ કેવી રીતે થઇ?

જ—પંજતન પાકના નુરમાંથી.

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

**જ—તો મુનીવરભાઇ તારે શ્રી વીષ્ણું તે વર**
**દાતારજી થયા.**

**અને મહેસર મુરત સીરજી તેણી વાર;**
**તેતો માયાના નાભી કમળમાંથી પેદા કર્યા,**
**તે તો હજરત આદમનો અવતારરે.**

સ—તેની માયના કરો.

જ—ત્યારે ખુદાવંદતઆલાએ ત્રીજી મુરત જે મહાદેવ (શંકર) કહેવાયા તે પેદા કર્યા અને તેનું નામ હ૦ આદમ અલેહીસ્લામ રાખ્યું.

સ—૯૦ આદમના ડાબા અંગમાંથી કોને પેદા કર્યાં?
જ—બીબી હુવાને.
સ—તે વિષે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ—તો મુનીવરભાઇ તારે હજરત આદમના
ડાબા અંગ માંહેથી પેદા કર્યા,
અને સરજ્યા તે બીબી હુવાને સાર;
તેને અરધા અંગની કરી ઠેરાવીયા,
તેનો હજરત આદમ સફીઅલ્લાહ
કીધો ભરથારરે.

સ—તેની માયના કરો.
જ—ખુદાવંદતઆલાએ ૯૦ આદમના ડાબા અંગમાંથી બીબી હવાને પેદા કરી અને તેમને ૯૦ આદમની ઘરવાળી ઠરાવી અને ૯૦ આદમ સફીઅલ્લાહને તેણીનો ધણી બનાવ્યો.
સ—ખુદાવંદતઆલાએ બહેસ્તમાં દાદા આદમનું પુતળું બનાવવા માટે શું મંગાવ્યું તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ—એજ સરગ ભવનથી માટી મંગાઇ,
બાઈ મીટડી મંગાઇ.

**સાંહિયા છયું કરી ઘાટ ઘડાયા;**
**જીરે મુખકે મંડળ હોયે દીવડા જગાયા,**
**ભાઇ દીવડા જગાયા.**
**ઘટ અંદર શબ્દ સુણાયા જીરે—હમ૦**

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદતઆલાએ ફીરસ્તાઓને હુકમ કર્યો કે તમે ઉપર જાઓ અને માટી લઈ આવો કારણ કે તે માટીમાંથી દાદા આદમનું પુતળું બનાવવું છે.

સ—પછી શું થયું?

જ—માટી લેવા માટે જમીન ઉપર હ૦ જીબરાઇલ, હ૦ મેકાઇલ અને હ૦ અસરાફીલ એ ત્રણે ફીરસ્તાઓ ગયા પણ તેઓ માટી લીધા વગર પાછા આવવાથી ખુદાવંદતઆલાએ હ૦ અજરાઇલને માકલ્યા. હ૦ અજરાઇલની પાસે માટી ઘણી રોવા લાગી, પણ તેની દરકાર કર્યા વગર હ૦ અજરાઇલ માટી લઈ આવ્યો.

સ—માટીએ હ૦ અજરાઇલને શું કહ્યું?

જ—માટીએ કહ્યું કે "મારામાંથી ખુદાવંદતઆલા આદમનું પુતળું બનાવશે અને તેમાંથી મખલુકાત પેદા કરશે અને તેઓ દુનીયા ઉપર ઘણા પાપ કરશે અને તેનો બોજો મારા ઉપર પડશે."

સ—તે માટીનું શું થયું?

જ—ખુદાવંદતઆલાએ તે માટીમાંથી દાદા આદમનું પુતળું બનાવ્યું અને તેમાં રૂહ ફુંક્યો?

સ—પછી શું થયું?

જ—ખુદાવંદતઆલા તરફથી સર્વે ફીરસ્તાઓને ફરમાન થયું કે "દાદા આદમને સુજદો કરો."

સ—ફીરસ્તાઓએ શું કીધું?

જ—પાંચ ફીરસ્તાઓમાંથી ચાર ફીરસ્તાઓએ સુજદો કર્યો પણ અજાજીલે સુજદો નહી કર્યો અને કહ્યું કે "તારા શીવાય બીજા કોઇને પણ હું સુજદો કરીશ નહીં."

સ—પછી શું થયુ?

જ—ખુદાવંતઆલાએ અજાજીલને ફરમાવ્યું કે "મારો હુકમ (ફરમાન) છે કે તું તેને સુજદો નહી કરશે તો તું રાન્યોતજઠરા."

સ—પછી અજાજીલનું શું થયું?

જ—ખુદાવંદતઆલાનો હુકમ નહી માનવાથી અજાજીલ શયતાન થયો.

સ—જેથી અજાજીલે શું કર્યું?

જ—અજાજીલે આદમ અને તેની ઓલાદને દરેકને ખુદાઈ કામમાં નાફરમાની કરવા શીખવવાનું કાર્ય કરવાનું માથે લીધું.

સ—પછી શું હકીકત બની?

જ—ખુદાવંદતઆલાએ (આદમ અને હવા) ના બંને જોડાને બહેસ્તના બાગમાં મુકયા અને તેઓને ફરમાવ્યું કે, "તમારે બગીચાનો માલ મેવો ખાવો પણ ગોધમ (ઘઉં) ખાવા નહીં અને જો ખાશો તો તમને ઘણો પસ્તાવો થશે."

સ—પછી શું બનાવ બન્યો ?

જ—હ૦ બીબી હવાને શેતાન (અઝાઝીલ) તરફથી ઘણી તરેહથી ફરેબ આપવામાં આવ્યો પણ તેમાં તેનું કાંઈ વળ્યું નહીં.

સ—પછી શું થયું ?

જ—બીબી હવાને જેમ તેમ કરી આખરે શેતાને લલચાવી ઘઉંનો દાણો ખવરાવ્યો જેથી તેમને કુદરતી હાજત પેદા થઇ.

સ—પછી શું થયું ?

જ—જેથી દાદા આદમને આ વાતની ખબર પડી ત્યારે તેઓ ઘણું પસ્તાણા પણ પોતે બીબી હવાથી છુટા રહી નહીં શકવાથી પોતે પણ બીબી હવાની માફક ગોધમ ખાધા.

સ—ત્યારે ખુદાવંદતઆલા તરફથી શું ફરમાન થયું ?

જ—બીબી હવા તેમજ દાદા આદમને ઘણાજ ગુસ્સાથી ખુદાવંદતઆલાએ બહેસ્તમાંથી હાંકી કાઢી દુનીયા ઉપર ફેંકી દીધા જયાં તેઓએ ૯૦૦ વરસ રાત

અને દીવસ ગીરીયાજારીમાં કાઢ્યા અને ઘણી બંદગી કરી ત્યારે તેઓ ઉપર ખુદાવંદતઆલાની મહેરબાની થઈ.

સ—તે વીશે જ્ઞાન શરીફમાંથી પાઠ આપો.

જ—

## કલામે પીર.

કેતે બરસ જંગલમાંહે ડાલા,
રોતે રગત નેનુથી ચાલા.

સ—તેની માયના કરો.

જ—કેટલાક વરસ સુધી જંગલમાં રહ્યા અને આંખમાંથી પાણીને બદલે લોહીના આંસુઓ ચાલવા લાગ્યા.

સ—ખુદાવંદતઆલાએ પછી શું ઉત્પન્ન કર્યું ?

જ—તે બંને જોડામાંથી સૃષ્ટીમાં આદમની જાત પેદા કરવા માંડી અને તેમાં જીવાજોડને માથે ખુદાઈ રસ્તો દેખાડવાને એક રાહબર પેગામ્બરનો દરજ્જો આપી મોકલ્યો અને જેમાં ખાસ નુરી પંજતન (ખુદાવંદતઆલાનું નુર) જલવાગર થતું આવ્યું છે.

સ—ત્યારે વીષ્ણુના આઠમા અવતારમાંથી ખુદાઇ નુર કયાં જલવાગર થયું ?

જ—હ૦ શીશ અલેહીસ્લામમાં.

સ—આપણી પાક દુઆમાં તે કેટલામાં પાત્ર છે ?

જ—૫૦ મા પાત્ર છે.

સ—ત્યાર પછી અંશાવતાર કયા કયા પાત્ર થયા?
જ—૫૧–શામ, ૫૨–સલામ, ૫૩–મલકાન, ૫૪–એસ-
લામ, ૫૫–હારૂન.

## ૧—હ૦ મુસા કલીમુલ્લા.

સ—તેઓના વખતમાં (નબી) પીરનો જોમો કેની પાસે
હતો?
જ—હ૦ મુસા કલીમુલ્લાહ પાસે.
સ—હ૦ મુસાનો જન્મ ક્યારે થયો?
જ—ઈ૦ સ૦ પુર્વે ૧૫૭૧ માં એટલે આજથી ૩૪૯૪
વરસ ઉપર જન્મ થયો હતો.
સ—વફાત કયારે થઇ?
જ—ઈ૦ સ૦ પુર્વે ૧૪૫૧ માં એટલે આજથી ૩૩૭૪
વરસ ઉપર વફાત થઈ હતી.
સ—એટલે તેઓની કેટલી ઉમર હતી?
જ—૧૨૦ વરસની.
સ—તેઓ ઉપર કઈ કીતાબ નાઝીલ થઈ હતી?
જ—તઉરેત કીતાબ.
સ—તેઓને કઈ કોમ માને છે?
જ—યહુદી કોમ.
સ—તે કોમ કયા મુલકમાં રહી?
જ—તે કોમ ઘણા મુલકમાં રહી પણ મુખ્ય તુર્કી તથા
રશીયાના મુલકમાં.

સ—મુસા નબી કેના વંશમાંથી ઉતરી આવ્યા?
જ—યાકુબ પેગમ્બરના ૧૨ છોકરાઓના વંશમાંથી.
સ—એટલે કે કયા છોકરાના વંશમાંથી
જ—લેવીના છોકરા કહાથ અને તેના ઇમરાન નામે હતા તેના વંશમાંથી.
સ—મીસર દેશમાં તે વખતે કયો રાજા રાજ્ય કરતો હતો?
જ—ફીરઉન રાજા.
સ—તે ભગત હતો કે કાફર?
જ—કાફર હતો, કારણ કે તે શેતાની કામ કરતો હતો.
સ—પછી શું થયું?
જ—ફીરઉનને કોહએ ભવીષ્ય કહ્યું કે "તારો નાશ ઇસિરાઇલિનો છોકરો કરશે."
સ—તેથી ફીરઉને શું કર્યું?
જ—જેટલા છોકરા ઇસિરાઇલિ કોમમાં થતા તે બધાને તે મારી નાખતો.
સ—ત્યારે મુસા નબી કેમ બચી શકયા.
જ—હ૦ મુસા નબીની માતાએ ફીરઉનની બીકથી મુસા નબીને પેટીમાં નાખીને નીલ નદીમાં તે પેટી વહેતી મુકી દીધી.
સ—પછી તે પેટીનું શું થયું?
જ—તે પેટી ફીરઉનની સ્ત્રીના જોવામાં આવવાથી તે પેટીને નદીમાંથી મંગાવી લીધી અને તેને ખોલી તો તેમાંથી એક બાળક નીકળ્યું તેને પોતે ઉછેર્યા.

સ—ફીરઉનની રાણીનું નામ શું?

જ—આસીઆખાતુન.

સ—પછી શું બનાવ બન્યો?

જ—ત્યાં મુસા નબી મોટા થયા પણ ફીરઉનના માણસોનો જુલમ જોઇને તેઓએ ઘણા જણને મારી નાખ્યા.

સ—પછી શું થયું?

જ—કેટલાકોએ મુસા નબીને કહ્યું કે "હવે તમને ફીરઉન મારી નાખશે."

સ—આથી મુસા નબી ક્યાં ગયા?

જ—તેઓ કોહેતુર પર ગયા.

સ—ત્યાં ખુદા તરફથી શું હુકમ થયો?

જ—ખુદાવંદે ફરમાવ્યું કે "ઓ મુસા હું તને નબુવત બક્ષુ છું, ને ફીરઉનની દરબારમાં જા અને ત્યાં ફીરઉનને સમજાવ કે મારા બંદાઓને દુઃખ આપ નહી."

સ—પછી શું થયું?

જ—મુસા નબીએ અરજ કરી કે "મારૂં કહ્યું તે માનશે નહીં."

સ—ત્યારે ખુદાવંદતઆલાએ શું ફરમાવ્યું?

જ—ખુદાવંદતઆલાએ ફરમાવ્યું કે તને તારા ભાઈ હારૂનને મદદ માટે મોકલું છું અને અસા (લાકડી)

માંથી સાપ બનશે તેવો મોજીજો બતાવ્યો અને હર હાલમાં મદદ કરવાનું ફરમાન થયું.

સ—પછી શું બન્યું ?

જ—મુસા નબી ત્યાંથી મીશર આવ્યા અને હારૂનને લઈ ફીરઉનની દરબારમાં ગયા અને ત્યાં તેને ખુદાનો સંદેશો પહોંચાડયો.

સ—પછી શું થયું ?

જ—ફીરઉને ખુદાવંદતઆલાનો હુકમ માન્યો નહીં જેથી ઘણી જાતની બલાઓ તેના મુલકની અંદર પેદા થઈ.

સ—ફીરઉનના શું હાલ થયા?

જ—તેણે ઇસરાઇલને મુસા નબી સાથે જવાનો હુકમ કર્યો જેથી મુસા નબી તથા ઇસરાઇલ સુફ (રાતા) સમુદ્ર સુધી આવ્યા પણ પાછળથી દગો કરીને તેમને પકડવા લશ્કર ગયું પણ દરીયામાં બની ઇસરાઇલને માટે ખુદાએ રસ્તો કરી આપ્યો.

સ—ત્યારે ફીરઉને શું કર્યું ?

જ—તેણે તેવો સુકો રસ્તો જોઇને તેઓની પછવાડે તે પણ ચાલ્યો, પણ ખુદાની મરજીથી દરીયાના પાણી ચો તરફ ફરી વળ્યા તેમાં ફીરઉન તથા તેનું ગંજાવર લશ્કર ડુબી મરી ગયું.

સ—તે વખતે કેટલા માણસો હતા?

જ—આશરે ઇસરાઇલોનું ૬ લાખ માણસ હતું.

## ૨—હ૦ દાઉદ.

સ—બીજા કયા નબી ઉપર કીતાબ ઉતરી?

જ—હ૦ દાઉદ અલેહીસ્લામ ઉપર.

સ—કીતાબનું નામ કહો.

જ—જંબુર કીતાબ.

સ—હ૦ દાઉદનો જન્મ કયારે થયો?

જ—ઇ૦ સ૦ પુર્વે ૧૦૫૫ વરસ ઉપર જન્મ થયો હતો.

સ—વફાત કયારે થઈ?

જ—ઇ૦ સ૦ પુર્વે ૧૦૧૪ માં વફાત થઇ હતી.

સ—એટલે તેઓની ઉમર કેટલી થઇ?

જ—૪૧ વરસની.

સ—ઈ૦ સ૦ ઉપરથી કુલ કેટલા વરસ ઉપર દાઉદ નબી થયા?

જ—૨૯૩૮ વરસ ઉપર દાઉદ નબી થયા.

સ—હ૦ દાઉદ કોના ફરજંદ હતા?

જ—તેઓ યશાઈના ફરજંદ થાય.

## ૩—હ૦ ઇસા રૂહઅલ્લાહ.

સ—ત્રીજા નબીનું નામ કહો.

જ—હ૦ ઇસા રૂહઅલ્લાહ.

સ—તેમનો જન્મ કઈ સાલમાં થયો?

જ—ઈ૦ સ૦ પુર્વે ૪ વરસ ઉપર.

સ—વફાત કઇ સાલમાં થઈ?

-ઇ૦ સ૦ ૩૩ માં વફાત થઇ.
-તેમની ઉમર કેટલા વરસની હતી?
-૩૭ વરસની.
-તેમના ઉપર કઈ કીતાબ ઉતરી?
-ઇન્જીલ કીતાબ.
-તેઓ કઈ કોમના નબી છે?
-ખ્રીસ્તી કોમના નબી છે.

## ૪—હ૦ નબી મહમદ મુસ્તફા.

-ચોથા નબીનું નામ કહો.
-હ૦ નબી મહમદ મુસ્તફા રસુલ સલલ્લાહ.
તેઓના પીતાનું નામ કહો.
હ૦ અબદુલલ્લા.
-અને તેઓના પીતાનું નામ કહો.
-હ૦ અબદુલ મુતલબ, તે નબી સાહેબના દાદા થાય.
-તેઓ કેટલામાં પાત્ર છે?
-૭૬ મા પાત્ર.
-તેઓનો જન્મ કઈ સાલમાં થયો?
-ઇ૦ સ૦ ૫૭૦ મા.
-તેઓની માતાજીનું નામ કહો.
-હ૦ બીબી અમીના.
-દશમા અવતાર મૌલા મુરતઝાઅલીના તેઓ શું સગા થાય?



જ—તેઓના દાદા હ૦ અબુલ મુતલબ પણુ હ૦ મૌલા
મુરતજાઅલીના દાદા થાય.

સ—બીજી શું સગાઈમાં હતા?

જ—નબી સાહેબની દીકરી હ૦ બીબી ફાતમાના લગ્ન
તેઓ સાથે થયા હતા.

સ—નબી સાહેબ ચાલુ જમાનામાં શું હોદો ભોગવતા હતા

જ—તેઓ સતગુર બ્રહ્માજી હતા.

સ—તેઓને કઈ કોમ નબી તરીકે સ્વીકારે છે?

જ—આખી ઈસ્લામ કોમ.

સ—તેઓની સંખ્યા કેટલી છે?

જ—આસરે ૩૬ કરોડ મુસલમાનો.

સ—તેઓ ઉપર કઈ કીતાબ ઉતરી?

જ—ફુરકાન કીતાબ.

સ—મુસલમાનોના મોટા ભાગ કેટલા છે?

જ—બે ભાગ.

સ—તેમના નામ આપો.

જ—શીયા અને સુન્ની.

સ—આપણે કયા ભાગના ઈસ્લામી છીએ?

જ—શીયા ભાગના.

સ—તેમાં આપણો કયો ફીરકો છે?

જ—ઈસમાઈલી ફીરકો.

સ—તે નામ કયા ઈમામ ઉપરથી પડ્યું?

—હ૦ ઇસમાઇલ બીન જાફર સાદકથી.

—આપણે નબી સાહેબને કેવી રીતે ઓળખીએ છીએ?

—તેઓ આપણા પહેલા પીર અને ગુર બ્રહ્માજીના અવતાર છે અને તેઓના તેજ નુરમાંથી પીર સદ્દરદીન ૨૬ મા સતાધારી પીર થયા હતા, નબી મહમદ મુસ્તફાનો જોમો એટલે પીરપણાનો ઓધો ધરાવતા હતા.

—હાલમાં પીર (નબી)ની ગાદી ઉપર કોણ બીરાજે છે?

—હાલના **હાજર ઇમામ સર સુલતાન મહમદ શાહ** બીરાજે છે.

—નબી સાહેબને નબુવત કયારે મળી?

—૪૦ વરસની ઉમરે.

—ત્યારે હીજરી સન કયો હતો?

—હીજરી સન શરૂ થયા પહેલાં ૧૩ વરસ ઉપર ખુદાવંદતઆલાએ તેઓને નબી તરીકે જાહેર કર્યા હતા.

—તેઓના વખતમાં શાહી જોમો કોની પાસે હતો?

—હ૦ મૌલા મુરતજાઅલી તે આપણાં પહેલા ઇમામ અને ૧૦ મા નકલંકી અવતાર.

—તેઓને દીનનો ફેલાવો કરવામાં કોની મદદ હતી?

—હ૦ મૌલા મુરતજાઅલીની.

—તેઓ વફાત કયારે પામ્યા?

—ઈ૦ સ૦ ૬૩૨ મા.

સ—તેઓની ઉમર કેટલી હતી?

જ—૬૩ વરસની

સ—જન્મ તથા વફાત કયા શહેરમાં થઇ?

જ—મક્કા શહેરમાં.

સ—મક્કા શહેર કયા દેશમાં આવ્યું?

જ—અરબસ્તાનમાં.

સ—હીજરી એટલે શું?

જ—હીજરી એટલે નાસી જવું.

સ—તેઓ શા માટે નાસી ગયા?

જ—કારણ કે દઇત્ય લોકોનું જોર ઘણું હતું.

સ—તેઓ કયાં નાસી ગયા?

જ—તેઓ ત્યાંથી મદીના મુનવ્વરમાં ગયા.

સ—હીજરી સન કયારથી શરૂ થયો?

જ—જ્યારથી તેઓ મદીના મુનવ્વરમાં ગયા ત્યારથી, અને તેજ તારીખથી ઇસ્લામી હીજરી સન ચાલુ થયો છે.

સ—કઇ સાલમાં હ૦ મૌલા મુરતજાઅલીને પોતાના ખલીફ (વસી) નેમ્યા હતા?

જ—હીજરી સન ૧૦ મા વરસમાં મક્કાથી પાછા વળતાં અને મદીને જતાં ગદીરે ખુમના મેદાનમાં ૧,૨૪,૦૦૦ મુસલમાનોમાં તેઓએ મૌલા મુરતજાઅલીને પોતાના ખલીફા (વસી) નેમ્યા હતા.



# પ્રકરણ ૩ જું.

## પંજતન પાકનું નુરી તથા સાકાર સ્વરૂપ.

સ—પંજતન પાકનો અર્થ કહો.

જ—પંજ–પાંચ, તન–શરીર, પાક–પવીત્ર.

સ—પંજતન પાકના નામ કહો.

જ—૧–હ૦ નબી મહમદ મુસ્તફા, ૨–હ૦ મૌલા મુરતજા-અલી, ૩–હ૦ બીબી ફાતમત ઝોહરા, ૪–હ૦ ઇમામ હસન, ૫–હ૦ ઈમામ હુસેન.

સ—પાંચે તનનું અગાઉ કયું રૂપ હતું તે કહો.

જ—

આપ નીરીંજન ઉપના,
અને આપે ઉપાઇ જાતરે;
આપશ માંહેથી ઉપના,
સો સતગુર સીતારા સાથરે.

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદતઆલાએ પોતે સાકાર રૂપ લીધું અને નબી સાહેબ સાથે પંજતનના નુરનો એક સીતારો પેદા કર્યો.

સ—તે સીતારાને કયા નામથી ઓળખતા હતા?

જ—તે સીતારાને "કુતુબ તારો" કરીને કહેતા હતા.

સ—ખુદાવંદતઆલાના નુરમાંથી પંજતન પાકની જાહેરાત થઈ તેના માટે ઇસ્લામી ગ્રંથમાંથી પુરાવો આપો.

**જ—ચું કે આં નુરે ખુદા તકસીમ શુદ,**
**નુરે અવ્વલ અહમદ બા મીમ શુદ.**

અર્થ—જયારે ખુદાવંદતઆલાના નુરમાંથી પંજતનનું નુર પેદા થયું ત્યારે પહેલા મીમ સાથે અહમદ પેદા થયા. ખુદાવંદતઆલાનું એક નામ અહદ ને તેમાં વચમાં મીમનો "મ" ઉમેરતા "અહમદ" થાય છે.

**ફાતેમા આમદ અઝ આં નુરે અલ્લાહ,**
**'બઅઝ તુન મીનશ" બર આં બાશદ ગવાહ.**

અર્થ—બીબી ફાતમત ઝોહરા ખુદાવંદતઆલાના નુરમાંથી પેદા થયા તેની સાબેતી એ છે કે નબી સાહેબ હમેશાં કહેતા હતા કે "ફાતમા મારા તનનો ટુકડો છે."

**આં અફીફા બા અલી તજવીજ યાફ્તા,**
**હમ ચું મહર વ માહ અજ આં નુર તાફ્તા.**

અર્થ—આ પાક જાત બીબી ફાતમાના લગ્ન હ૰ મૌલા મુરતજાઅલી સાથે થયા, અને તેઓમાંથી સુરજ અને ચંદ્ર માફક નુર ચમકયું.

**સમઅહાએ નુર, આં હર દુ કીસમ,**
**મબ્બર વ શબ્બીર યક નુર દુ નામ.**

અર્થ—આ નુરની રોશની બે બુઝરગ સાહેબો હતા. તે રોશની હજરત ઇમામ હસન અને હજરત ઇમામ હુશેન બન્ને સાહેબોના નામ જુદા હતા પણ તેઓ એકજ હતા.

**હર યકી નુરે નબી નુરે ખુદા,**
**મઉઝ અઝ દરીઆ કુજા બાશદ જુદા.**

અર્થ—પંજતનમાંથી દરેક તનની ઉત્પતી થઇ અસલ રસુલ અને ખુદાવંદતઆલાના નુરમાંથી થયેલી છે. દરીયાના મોજા અસલ દરીયાથી જુદા કેમ કહેવાય?

**(નુર નામે રસુલ મકબુલ.)**

મતલબ કે પંજતન પાક ખરેખર ખુદાવંદતઆલાનું સ્વરૂપ છે.

સ—કુતુબ તારાનું વર્ણન આપણા કયા શાસ્ત્રમાં છે?
જ—સતવેણી નામે ગ્રંથમાં.
સ—તેમાંથી તે વીશે પાઠ બોલો.

## કલામે શરીફ.

જ—
**આપો આપ સીરજણહારા,**
**પાંચે તન શાહકા સણગારા;**
**સીતેર સહસ્ત્ર બરસ જો હોઇ,**
**ઉપરે સીતારા અગોચર સોઇ.**

સ—તેની માયના કરો.

જ—ખુદાવંદ તઆલાએ પોતાનું નુર પાંચે તન (પંજતન) માં ઝહુર કર્યું અને તે કુતુબ તારો ૭૦ હજાર વરસ પ્રકાશ આપતો અને ૭૦ હજાર વરસ આથમી જતો તેના પહેલાં તે નુરે પંજતન વહદહુ લા શરીક હતું.

સ—કુતુબ તારાના નુર વીશે કોણ અજાણ્યું હતું?

જ—હ૦ જીબરાઇલ ફીરસ્તા.

સ—તેનો વીગતવાર અહેવાલ કહો.

જ—એક વખત હ૦ જીબરાઇલ વહી લઇને નબી સાહેબ પાસે આવ્યા, તે વખતે હ૦ બીબી ફાતમાએ તેમને જોઇને "આવો ચાચાજી" કહીને માન આપ્યું. હ૦ જીબરાઇલે તેનું કારણ પુછતાં બીબી ફાતમાએ જવાબ આપ્યો કે, "એના કારણ વીશે મારા પીતાજીને અરજ કરો" આથી જીબરાઇલ નબી સાહેબ પાસે આવ્યા અને કારણ જણાવવા અરજ કરી.

સ—નબી સાહેબે પુછયું કે "તમો જયારે પેદા થયા ત્યારે શું જોયું હતું?

જ—તે વખતે એક કુતુબ તારો મૌજુદ હતો.

સ—તમારી ઉમર કેટલી થઇ હશે?

જ—કુતુબ તારો ૭૦ હજાર વર્ષે ઉગતો તથા તેટલીજ મુદતે આથમતો તેને ૭૦ હજાર વખત ઉગતો અને આથમતો મેં જોયો છે.

સ—તે વીષે મુસલમાની ગ્રંથોમાંથી સાબેતી આપો.
જ—કુતુબકી તરફ સીતારા જો થા,
ખુદાકે હુકમસે નીકલતા વો થા;
ગુજરતે જબ સાલ સીંતેર હજાર,
વોહ આતા થા હોકર તુલુઅ એક બાર.
ગુરૂબ હોકે જબ સાલ સીંતેર હજાર,
જો હોતે તો આતા વહી રખ શુમાર;
યકીન ઉસ સીતારેકો દેખા હું મંઈ,
યું સીંતેર હજાર ઇસ વજહ ઉસુકે તહીં.
કરૂં ઉમર મેરીકા કબ લગ બયાન,
કહા મુખતશાર સબ તુમ્હે હુયે અયાન.
(નુર નામે રસુલ મકબુલ.)

સ—ત્યાર પછી શું હકીકત કહેવામાં આવી?
જ—નબી સાહેબે, જીબરાઇલને સમજાવ્યું જે "તમારા જોવામાં કુતુબ તારો શરૂઆતમાં હતો તે અમો પંજતનનું નુર હતું અને એ નુરની પેદાશ પછી તમારી ઉત્પતી થઇ છે તેથી બીબી ફાતમાએ તમોને ચાચાજી કહયા તે બરાબર છે."
સ—નબી સાહેબે તે પછી શું ફરમાવ્યું?
જ—નબી સાહેબે ફરમાવ્યું કે "એ જીબરાઇલ, તે વખતના કુતુબ તારાનું વર્ણન આપો."
કહે જીબરાઇલ સુનો રસુલે ખુદા,
અવલ ઉસકે શીર પર એક તાજ થા;

**યે કાનુમે દો દુર અજબ બેબહા,**
**ઉસકે ગલેમેંભી એક હાર થા.**

સ—તેની માયના કરો.

જ—જીબરાઈલ કહે છે કે "હે રસુલે ખુદા, પહેલું તો તેના માથા ઉપર એક તાજ હતો અને તેના બે કાનમાં બે મોતી હતા. આ તેજનું વર્ણન થઈ શકતું નથી વળી તેના ગળામાં એક હાર પણ હતો. ત્યારે નબી સાહેબે ફરમાવ્યું કે "હાલમાં તે કુતુબ તારાનું શારીરીક સ્વરૂપ હું તમને દેખાડું છું". એમ કહી તરત હ૦ મૌલા મુરતજાઅલીને બોલાવી પોતાની પછવાડે ઉભા રાખ્યા અને બીબી ફાતમાને ખોળામાં બેસાડી નુરાની સ્વરૂપ દેખાડયું અને ફરમાવ્યું કેઃ—

**અવલ મુજ શરપે તાજ થા સો અલી,**
**યે કાનુમેં દો ફરજંદ બેશક હસન, હુસેન,**
**મેરે ગલેમેં હાર થા સો નુરે અયન ફાતમા.**

અર્થ—મારા માથા ઉપર જે તાજ જોવામાં આવ્યો તે હ૦ મૌલા મુરતજાઅલી પોતે હતા અને જે મોતી જોયું તે મારા હ૦ હસન તથા હુસેન હતા અને હારના જેવો આકાર તે મારા તનનો ટુકડો હ૦ બીબી ફાતમા પોતે હતા. જેમ આપણા જ્ઞાન શાસ્ત્રમાં ફરમાવ્યું છે કેઃ—

## કલામે પીર.

તો મુનીવરભાઇ આપણા માથા મુબારકના
નબી મહમદ મુસ્તફા કર્યા,
અને મૌલા અલી પોતે અલી અવતાર;
આ સીના મુબારકની હજરત બીબી ફાતમા,
નુર ચશ્મ બે હ૦ ઇમામ હસન, હ૦
ઈમામ હુસેન દીલઠારરે.

સ—તેની માયના કરો.

જ—હે મુનીવરો, ખુદાવંદતઆલાએ પોતાના માથા મુબારકમાંથી નબી મહમદ બનાવ્યા અને પોતે ખુદા મૌલા અલી રૂપે જાહેર થયા અને પોતાના સીના (છાતી, અંતઃકરણ)માંથી બીબી ફાતમત ઝોહરા થયા અને હ૦ ઈમામ હસન અને હ૦ ઈમામ હુસેન દીલને ઠંડક આપનારા પેદા કર્યા.

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ—આગે નીરીંજન લીયા અવતારા,
આદ અલી સો તન સારા;
આદ જાત અને આદ ભાત,
ઇસ માંહે ન મીલતી દુજી જાત;
જાત ભાત ન બુજે કોઈ,
એ તન પાંચે એક તન હોઇ;
પાંચે તનકા એહિ નેડા,
જો કોઈ હોવે ઊનકે કેડા.

સ—બીજો પુરાવો પંજતન પાકનો આપો.

### કલામે શાએર.

જ—ગર પંજતનકો સમજો નુર બીલકુલ હુયે,
ફીર ઉસી વાસ્તે ખતમ ઉનુપે કુલ હુયે;
સુરે યાસીન ભી ખતમ હુઆ જાનીયે,
હુવા કુતુબ સીતારા જીનીકા પેશાનીયે.

સ—તે વીશે બીજી સાબેતી આપો.

### કલામે શાએર.

જ— ચલ કુબાકા મકાન બના હુયે,
બાજાર બના હુયે હુક્કાની;
નુર નબીકા હુઆ જો રોશન,
કુતુબ તારેમેં નીશાની.

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

### કલામે પીર.

જ— પંજતન પરવરે ભેજીયા.
શાહા બતાવણ કાજ;
જીન કીને મુખ ફીરાયા,
સો રહ્યા શફાયત બાજ.

* * * * *

જાકુ દરશાન હીત હુયે,
વાંકુ દરશાન ઉત;
જેણું ઇયાં ન દેખ્યા સતસું,
વોહ કયા પાવેંગા ઉત.

# પ્રકરણ ચોથું.

## ઇસમાઈલી ઇમામો.

સ—ઇસમાઇલી ઇમામો કેટલા થયા છે?

જ—૪૮ ઇમામો.

સ—તેમના રહેઠાણ પ્રમાણે કેટલા વિભાગ પાડી શકાય?

જ—૬ વીભાગ.

### વીભાગ ૧ લો.

સ—૧ લો વીભાગ કયો?

જ—મક્કા મદીનામાં રહેનારા ઇમામો.

સ—મક્કા મદીનામાં કેટલા ઇમામો રહ્યા હતા?

જ—હ૦ મૌલા મુરતજાઅલીથી હ૦ ઇમામ જાફર સાદક સુધી ૫ ઇમામો.

સ—પહેલા ઇમામનું નામ શું?

જ—નકલંકી અવતાર હ૦ મૌલા મુરતજાઅલી.

સ—તેઓ સાહેબની જન્મ તારીખ વફાત તથા ઉમર કહો.

જ—જન્મ ઇ૦ સ૦ ૫૯૭ માં, વફાત ઇ૦ સ૦ ૬૬૦ માં એટલે ઉમર વરસ ૬૩.

સ—દશમાં નકલંકી અવતારે કોને ઘરે જન્મ લીધો તે વીશે ગ્નાનમાંથી પાઠ આપો.

જ— ते मुरतजाअली अवतर्या,
अबु तालेबने घेर अवतार;
ते बद्दुल्ला मांहे पेदा थया,
ते शहेर मक्का मीं जार-
चेतो रखीसरो गुर कहे साचा सतगुर-
जीए एम कह्या.

સ—તેની માયના કરો.

જ—નકલંકી અવતાર મૌલા મુરતજાઅલીએ અબુ તાલેબને ઘેર અવતાર લીધો અને તેઓ કાબા શરીફમાં જન્મ પામ્યા હતા. બીબી ઝુલેખાં ઉર્ફે ફાતમા બીનતે અસદ તેમની માતાજી થાય.

સ—અલી અલ્લાહ છે, તે વીશે જ્ઞાન શરીફમાંથી સાબેતી આપો.

જ—એજી अली ते सही अल्लाहु कहीए,
तेमां ओछो नहीं लगार;
अमे एने मानीयो सीदकसुं,
एनुं नाम छे जल्लशानहु आकार-चेतो०

સ—તેની માયના કરો.

જ—હ૦ મૌલા મુરતજાઅલી તે પોતેજ ખુદાઇ અવતાર છે, અમે તેને સચ્ચાઇથી માનેલ છે, માટે રૂખીસરો તમે પણ બરાબર યકીનથી માનજો, એવું સતગુરજી જ્ઞાનમાં ફરમાવે છે.

સ—બીજા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના હ૦ ઇમામ હુસેન સાહેબ.

સ—તેઓની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હીજરી સન ૪૦ થી હીજરી સન ૬૧ એટલે ઈ૦ સ૦ ૬૬૦ થી ઇ૦ સ૦ ૬૮૦ સુધી ૨૦ વરસ.

સ—તેઓ સાહેબે ઇમામત વીશે હ૦ ઇમામ જઇનુલઆબદીનને શું ફરમાવ્યું હતું?

જ—હ૦ ઇમામ જઇનુલ આબદીને જયારે કરબલાના મેદાનમાં લડાઈ કરવાની માંગણી કરી, ત્યારે તેઓ સાહેબે ફરમાવ્યું કે, **"તારાથી મારી નસલ રોજે કીયામત સુધી ચાલુ રહેવાની છે, માટે તું લડાઇ કરીશ નહિં"**

સ—પછી શું બન્યું?

જ—હ૦ ઇમામ હુસેને ઇમામતનું નુર હ૦ ઈમામ જઇનુલ આબદીનને બક્ષી પોતે હી૦ સ૦ ૬૧ ની સાલમાં કરબલાના મેદાનમાં મહોરમની ૧૦ મી તારીખે સહીદ થયા.

સ—ત્રીજા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ જઈનુલ આબદીન.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હીજરી સન ૬૧ થી હી૦ સન ૯૪ એટલે ઇ૦ સ૦ ૬૮૦ થી ઇ૦ સ૦ ૭૧૩ સુધી ૩૩ વરસ.

સ—ચોથા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મહમદ બાકર.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો,

જ—હી૦ સ૦ ૯૪ થી હી૦ સ૦ ૧૧૪ એટલે ઇ૦ સ૦ ૭૧૩ થી ૭૩૨ સુધી ૨૦ વરસ.

સ—પાંચમાં ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ જાફર સાદક.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૧૪ થી ૧૪૮ એટલે ઇ૦ સ૦ ૭૩૨ થી ૭૬૫ સુધી ૩૪ વરસ.

## વીભાગ ૨ જો.

સ—તેઓએ ઈમામત કોને આપી હતી?

જ—હક મૌલાના શાહ ઈસમાઇલને.

સ—તેઓએ જાહેરમાં કેવી રીતે ફરમાન કર્યું હતું?

જ—તેઓએ ફરમાવ્યું કે "મારી બાદ ઈમામતનું નુર હું શાહ ઇસમાઇલને આપું છું."

સ—શાહ ઇસમાઇલ વીશે શું બનાવ બન્યો?

જ—મૌલાના શાહ જાફર સાદકની બીજી ધરવાળાનો છોકરો મુસા કાઝમ કરીને હતો. તે વખતે તેનું જોર બહુજ હોવાથી શાહ ઇસમાઈલને પરદેશમાં જઈ રહેવું પડયું.

સ—તેઓ કયાં રહેવા ગયા?

જ—તુરકસ્તાનમાં શામ પરગણે સલમીઆ ગામમાં તેઓ રહેવા ગયા હતા.

સ—રહેઠાણ પ્રમાણે ઈમામોનો બીજો વીભાગ કહો.

જ—તુરકસ્તાનમાં રહેનારા ઈમામો.

સ—તુરકસ્તાનના મુલકમાં કેટલા ઈમામો રહ્યા હતા?

જ—શાહ ઈસમાઇલથી શાહ રઝીઅબ્દલાહ સુધી પાંચ ઈમામો.

સ—શાહ ઈસમાઈલ તુરકસ્તાનમાં રહેવા ગયા ત્યાં તેઓ શું કરતા હતા?

જ—શાહ ઈસમાઈલ તુરકસ્તાનમાં રહીને અનેક મોજીજા દેખાડી લોકોને ઈસ્માઈલી દીનમાં દાખલ કરતા હતા તે વખતના બગદાદના ખલીફા મનસુરે આ બાબત વીશે મદીનામાં કાગળ લખ્યા હતા આ સરવે બીનાનું "મલનુલ નહર" નામે અરબી કીતાબમાં વીગતવાર વર્ણન કરેલ છે.

સ—શાહ ઈસમાઇલની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૪૮ થી ૧૫૮ એટલે ઈ૦ સ૦ ૭૬૫ થી ૭૭૫ સુધી ૧૦ વરસ.

સ—સાતમા ઇમામનું નામ કહો-

જ—હક મૌલાના શાહ મહમદ બિન ઇસમાઈલ.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૫૮ થી ૧૯૭ એટલે ઈ૦ સ૦ ૭૭૫ થી ૮૧૩ સુધી ૩૯ વરસ.

સ—આઠમા ઈમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ વફી અહમદ.
સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હી૦ સ૦ ૧૯૭ થી ૨૧૨ એટલે ઈ૦ સ૦ ૮૧૩ થી ૮૨૮ સુધી ૧૫ વરસ.
સ—નવમાં ઈમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ તકીમહમદ.
સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હી૦ સ૦ ૨૧૨ થી ૨૨૫ એટલે ઈ૦ સ૦ ૮૨૮ થી ૮૪૦ સુધી ૧૩ વરસ.
સ—દશમાં ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ રઝી અબદલ્લાહ.
સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હી૦ સ૦ ૨૨૫ થી ૨૬૨ એટલે ઈ૦ સ૦ ૮૪૦ થી ૮૭૬ સુધી ૩૭ વરસ.

## વીભાગ ૩ જો.

સ—રહેઠાણ પ્રમાણે ઇમામોનો ત્રીજો વીભાગ કહો?
જ—મીસર દેશમાં રાજ્ય કરનારા "ફાતમાઈત ખલીફા"
સ—"ફાતમાઇત ખલીફ" ઈમામો કેટલા છે?
જ—હક મૌલાના શાહ મહેદી મહમદથી હક મૌલાના શાહ નીઝાર સુધી નવ ઇમામો.
'—અગીયારમાં ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મેહેદી મહમદ.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૨૬૨ થી ૩૨૨ એટલે ઇ૦ સ૦ ૮૭૬ થી ૯૩૪ સુધી ૬૦ વરસ.

સ—"ફાતમાઈટ ખીલાફત"ની જાહેરાત વીશે નબી સાહેબની હદીસ બોલો.

જ—**સલાસા મીંઆ સનતીન મીન બઅદી,**
**તત્તલેઉસ શમ્સો મીન મગરબેહા.**

સ—તેની માયના કરો.

જ—નબી સાહેબે ફરમાવ્યું કે "મારી બાદ ત્રણુસો વરસ પછી સુર્ય પશ્ચીમ દીશામાં ઉગશે."

સ—તે સુર્ય કોણ ?

જ—તે સુર્ય આપણા અગીયારમાં ઇમામ અને પહેલવહેલા ફાતમાઇત ખલીફા હક મૌલાના શાહ મહેદી મહમદ, તેઓએ મીશર દેશમાં પોતાનું રાજ્ય સ્થાપી ઈમામત જાહેર કરી.

સ—બારમા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ કાયમ.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૩૨૨ થી ૩૩૪ એટલે ઇ૦ સ૦ ૯૩૪ થી ૯૪૫ સુધી ૧૨ વરસ.

સ—તેરમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મનસુર

સ—તેમની ઇમામતની કારકર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૩૩૪ થી ૪૪૧ એટલે ઈ૦ સ૦ ૯૪૫ થી ૯૫૨ સુધી ૭ વરસ.

સ—ચઉદમા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મોએજ.

સ—તેઓએ કઇ સાલમાં આવી મીસર દેશ જીતી લીધો ?

જ—ઈ૦ સ૦ ૯૭૦ સાલમાં.

સ—તેમની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૩૪૧ થી ૩૬૫ એટલે ઈ૦ સ૦ ૯૫૨ થી ૯૭૫ સુધી ૨૪ વરસ.

સ—પંદરમા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ અજીજ.

સ—તેમની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૨૬૫ થી ૩૮૬ એટલે ઈ૦ સ૦ ૯૭૫ થી ૯૯૬ સુધી ૨૧ વરસ.

સ—સોળમાં ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ હાકમ અબુઅલી.

સ—તેમની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૩૮૬ થી ૪૧૧ એટલે ઈ૦ સ૦ ૯૯૬ થી ૧૦૨૦ સુધી ૨૫ વરસ.

સ—સતરમા ઇમામનું નામ કહો.

—હક મૌલાના શાહ જાહેરઅલી

સ—તેમની કારકીર્દીના વરસ કહો.

જ—હીં૦ સ૦ ૪૧૧ થી ૪૨૭ એટલે ઇ૦ સ૦ ૧૦૨૦ થી ૧૦૩૫ સુધી ૧૬ વરસ.

સ—અઢારમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મુસ્તનસીરબીલ્લાહ.

સ—તેમની કારકીર્દીના વરસ કહો.

જ—હીં૦ સ૦ ૪૨૭ થી ૪૮૭ એટલે ઇ૦ સ૦ ૧૦૩૫ થી ૧૦૯૪ સુધી ૬૦ વરસ.

સ—મૌલાના શાહ મુસ્તનસીરબીલ્લાહએ ઈમામત કોને આપી હતી?

જ—પોતાના ફરજંદ શાહ નીઝારને ઈમામત આપી હતી.

સ—પછી શું બન્યું?

જ—તેઓના બીજા ફરજંદ મુસ્તેઅલીનો પક્ષ તે વખતે બહુ જોરાવર હતો, અને બે લાખ ફોજ અને તેનો સરદાર મુસ્તેઅલીના પક્ષમાં થઇ જવાથી તેણે ઈમામ શાહ નીઝારને કેદમાં નખાવી શહીદ કરાવ્યા.

સ—ઇમામ શાહ નીઝારની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હીં૦ સ૦ ૪૮૭ થી ૪૯૦ એટલે ઇ૦ સ૦ ૧૦૯૪ થી ૧૦૯૭ સુધી ૩ વરસ.

## વીભાગ ૪ થો.

સ—રહેઠાણ પ્રમાણે ઇમામોનો ચોથો વીભાગ કહો.

જ—ગઢ આલમોતમાં રહેનારા ઈમામો.

સ—ગઢ આલમોતમા કેટલા ઇમામોએ રાજ્ય કર્યું હતું ?

જ—હક મૌલાના શાહ હાદીથી હક મૌલાના શાહ રૂકનુ-
દીન ખુરશાહ સુધી આઠ ઇમામો.

સ—ફાતમાઈટ ખલીફાતના ઇમામો પછી શું બનાવ બન્યો ?

જ—હસન બીન સબ્બાહ નામના એક મુરીદે ઇરાનમાં આલમોતનો ગઢ બાંધ્યો. અને હક મૌલાના શાહ હાદીને મીસરમાંથી ગઢ આલમોતમાં ઘણા માન સહીત તેડી લાવ્યો.

સ—હક મૌલાના શાહ હાદી કેટલામાં ઇમામ થયા ?

જ—વીસમા ઇમામ.

સ—તેમની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૪૯૦ થી ૫૩૦ એટલે ઇ૦ સ૦ ૧૦૯૭
થી ૧૧૩૬ સુધી ૪૦ વરસ.

સ—એકવીસમાં ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મોહતદી.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૫૩૦ થી ૫૫૨ એટલે ઇ૦ સ૦ ૧૧૩૫
થી ૧૧૫૭ સુધી ૨૨ વરસ.

સ—બાવીસમાં ઇમામનું નામ કહો ?

જ—હક મૌલાના શાહ કાહેર.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૫૫૨ થી ૫૫૭ એટલે ઇ૦ સ૦ ૧૧૫૭
થી ૧૧૬૨ સુધી ૫ વરસ.

સ—

સ—ત્રેવીસમાં ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ અલા જકરીયા સલામ.
સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હી૦ સ૦ ૫૫૭ થી ૫૬૧ એટલે ઈ૦ સ૦ ૧૧૬૨ થી ૧૧૬૬ સુધી ૪ વરસ.
સ—ચોવીસમાં ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ અલા મહમદ.
સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હી૦ સ૦ ૫૬૧ થી ૬૦૭ એટલે ઇ૦ સ૦ ૧૧૬૬ થી ૧૨૧૦ સુધી ૪૬ વરસ.
સ—પચીસમાં ઈમામનુ નામ કહો.
જ— હક મૌલાના શાહ જલાલુદીન હસન.
સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હી૦ સ૦ ૬૦૭ થી ૬૧૮ એટલે ઇ૦ સ૦ ૧૨૧૦ થી ૧૨૨૧ સુધી ૧૧ વરસ.
સ—છવીસમાં ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ અલાઉદ્દીન મહમદ.
સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હી૦ સ૦ ૬૧૮ થી ૬૫૩ એટલે ઈ૦ સ૦ ૧૨૨૧ થી ૧૨૫૫ સુધી ૩૫ વરસ.
સ—સતાવીસમાં ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ રૂકનુદીન ખુરશાહ.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૬૫૩ થી ૬૫૪ એટલે ઈ૦ સ૦ ૧૨૫ થી ૧૨૫૬ સુધી ૧ વરસ.

સ—તે વખતે શું બનાવ બન્યો?

જ—તે વખતે દુશ્મનોનું જોર ઘણું હોવાથી ઈમામે આલમોત ગઢ છોડીતે ઈરાન દેશમાં દેહેલમ આવીને રહેવું પડયું.

## વીભાગ ૫ મો.

સ—રહેઠાણ પ્રમાણે ઈમામોનો પાંચમો વીભાગ કહો.

જ—ઈરાનમાં એરાક ખંડ નામે ભાગમાં દેહેલમ, કે બાબક, મહેલાત વગેરેમાં રહેનારા ઇમામો.

સ—એરાક ખંડમાં કેટલા ઇમામો થયા?

જ—હક મૌલાના શાહ શમશદીન મહમદથી હક મૌલાના શાહ હસનઅલી સુધી ઓગણીસ ઇમામો.

સ—અઠાવીસમા ઈમામનું નામ કહો

જ—હક મૌલાના શાહ શમશદીન મહમદ.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૬૫૪ થી ૭૧૦ એટલે ઇ૦ સ૦ ૧૨૫ થી ૧૩૧૦ સુધી ૫૬ વરસ.

સ—ઓગણત્રીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ કાસમશાહ.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૭૧૦ થી ૭૭૧ એટલે ઈ૦ સ૦ ૧૩૧૦ થી ૧૩૭૦ સુધી ૬૧ વરસ.

સ—આ સતપંથ ઈસ્માઈલી દીન આપણને કોણે બતાવ્યો?

જ—સતગુર પીર સદરદીન સાહેબે.

સ—તેઓ કેટલામાં પીર હતા?

જ—૨૬ માં પીર.

સ—તે વખતે આપણા બાપદાદા કેવા હતા અને કયો ધરમ પાળતા હતા?

જ—તેઓ હીંદુ હતા અને હીંદુ ધરમ પાળતા હતા.

સ—પીર સદરદીન સાહેબ કયા મુલકમાંથી આવ્યા હતા?

જ—ઈરાન દેશમાં દેહલમથી.

સ—કોના હુકમથી?

જ— ઈસમાઈલી ત્રીસમા ઈમામ હક મૌલાના શાહ ઈસલામ શાહના હુકમથી

સ—શાહ ઈસલામ શાહની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૭૭૧ થી ૮૨૭ એટલે ઈ૦ સ૦ ૧૩૭૦ થી ૧૪૨૪ સુધી ૫૬ વરસ.

સ—આપણા પીરોએ આપણને કોની શેવા કરવા ફરમાવ્યું છે?

જ—હજરત મૌલા મુરતજાઅલીના ગાદી વારસની.

સ—તે વીશે જ્ઞાનમાંથી પાઠ આપો.

## કલામે પીર.

જ—આશાજી આલ અલી પેગમ્બર ચાલી આવ્યા,
આવ્યા તે નબીની જોડજી;
નબી થકી સરવે આલજ ચાલ્યા,
રહેમ રાએ સુલતાન—હરી અનત૦

સ—તેની માયના કરો.

જ—અલી તથા નબીથી જે આલ દુનીયામાં જાહેર ચાલી આવી છે તે આલને તમે સરેવો અને તેની બંદગી કરો.

સ—આલ વીશે બીજો ગ્નાનનો પાઠ આપો.

## કલામે પીર.

જ—એજી એ રે આલથી આલ ચાલીયા,
તે તો આવીયા કેહેક નગરી માંહે;
વરચવા અંગવા થાનક કહીએ,
શ્રી ઇસલામ શાહા બેઠા છે ત્યાંહે—
ચેતો રખીરારો ગુર કહે સાચા સતગુરજીએ
એમ કહ્યા.

સ—તેની માયના કરો.

જ—હ૦ અલીથી જે આલ જાહેર ચાલી આવેલી છે, તે હાજર ઇમામ કેહેક નગરીમાં શ્રી ઇસલામ શાહ રૂપે બીરાજે છે.

સ—શ્રી ઇસલામ શાહ કોની ગાદી ઉપર હતા?

જ—દસમા નકલંકી અવતાર મૌલા મુરતજાઅલીની ગાદી ઉપર.

સ—શ્રી ઇસલામ શાહના વડવાઓના નામ આવે એવો જ્ઞાનનો પાઠ આપો.

## કલામે પીર.

**જ—આવો મારા મુનીવર ભાઇડા હોજી,**
**તેની જાત ઈસ્માઇલીને ગોત્ર નકલંકી;**
**એ છે વીશનું શાહા નીઝારીયાં.**

સ—તેની માયના કરો.

જ—એ મારા મુનીવરો, જે ધણીની સેવા હું તમોને દેખાડું છું તે નર નકલંકી મૌલા મુરતજાઅલીથી ઉતરી આવેલ છે અને ઇમામ શાહ ઈસ્માઇલથી વંશપરંપરા શ્રી ઇસલામ શાહ સુધી ઉતરી આવેલ છે.

સ—આપણા ઇમામ એરાક ખંડમાં હતા તે વીશે જ્ઞાનનો પાઠ આપો.

## કલામે પીર.

**જ—એજી આદ નીરીંજન અવતર્યા**
**તેનું થાનક છે એરાક ખંડમાંહે;**
**સતગુરે સોહી દેખાડીયા,**
**તે છે વ્યાપક નવ ખંડમાંહે—ચેતો૦**

સ—હાજર ઇમામની સનાખત વીશે નબી સાહેબની હદીસ બોલો.

## હદીસ શરીફ.

જ—

મન માતા વ લમ યઅરફ ઇમામઝ ઝમા
નેહી, ફ માતા મઇયતન જાહેલીયતન,
વલ જાહેલો ફીન નાર.

સ– તેની માયના કરો.

જ—જે મરતા સુધી પોતાના જમાનાના ઇમામને ઓળખતો નથી. તે જાહેલપણામાં મરી જાય છે અને તે જાહેલ દોજકમાં જાય છે.

સ—આવી મતલબનો પાઠ જ્ઞાનમાંથી આપો.

## કલામે પીર.

જ—આલ અલીની તે કહીએ,
નબી મહમદ પીર મુસલે છે ત્યાંહે;
એ રે આલથી જે ભુલશે,
તે જાશે દોજક માંહે–ચેતો૦

સ—તેની માયના કરો.

જ—જે આલ અલી તથા નબીની જાહેર દુનીયામ ચાલી આવી છે. અને મૌલા અલીની ગાદી ઉપ કાયમ તથા હયાત તરીકે બેઠેલા હોય તેના ફ માનને નહી માને તે નકી દોજકમાં જશે.

સ—એકત્રીસમાં ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મહમદ બીન ઇસલામ શાહ.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હીo સo ૮૨૭ થી ૮૬૮ એટલે ઇo સo ૧૪૨૪ થી ૧૪૬૪ સુધી ૪૧ વરસ.
સ—બત્રીસમા ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ મુરતનસીરબીલ્લાહ (બીજા)
સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હીo સo ૮૬૮ થી ૮૮૦ એટલે ઇo સo ૧૪૬૪ થી ૧૪૭૬ સુધી ૧૨ વરસ.
સ—તેઓએ કઇ કીતાબ આપણુને પીર તરીકે આપી હતી?
જ—પંધીઆદ જવાંમરદી.
સ—તેત્રીસમા ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ અબ્દસલામ.
સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હીo સo ૮૮૦ થી ૮૯૯ એટલે ઇo સo ૧૪૭૬ થી ૧૪૯૪ સુધી ૧૯ વરસ.
સ—ચોત્રીસમાં ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ ગરીબ મીરઝા.
સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.
જ—હીo સo ૮૯૯ થી ૯૦૨ એટલે ઇo સo ૧૪૯૪ થી ૧૪૯૭ સુધી ૩ વરસ.
સ—પાંત્રીસમાં ઇમામનું નામ કહો.
જ—હક મૌલાના શાહ ભુદરઅલી.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૯૦૨ થી ૯૧૫ એટલે ઈ૦ સ૦ ૧૪૯૭ થી ૧૫૦૯ સુધી ૧૩ વરસ.

સ—છત્રીસમાં ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ મુરાદ મીરઝા.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૯૧૫ થી ૯૨૦ એટલે ઈ૦ સ૦ ૧૫૦૯ થી ૧૫૧૪ સુધી ૫ વરસ.

સ—સાડત્રીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ ઝુલફીકારઅલી.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૯૨૦ થી ૯૨૨ એટલે ઈ૦ સ૦ ૧૫૧૪ થી ૧૫૧૬ સુધી ૨ વરસ.

સ—આડત્રીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ નુરદીનઅલી.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૯૨૨ થી. ૯૫૭ એટલે ઈ૦ સ૦ ૧૫૧૬ થી ૧૫૫૦ સુધી ૩૫ વરસ.

સ—ઓગણચાલીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ સઇયદ ખલીલલાહઅલી.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૯૫૭ થી ૯૯૩ એટલે ઈ૦ સ૦ ૧૫૫૦ થી ૧૫૮૫ સુધી ૩૬ વરસ.

સ૦—ચાલીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ નીઝાર (બીજા)

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૯૯૩ થી ૧૦૩૮ એટલે ઈ૦ સ૦ ૧૫૮૫ થી ૧૬૨૯ સુધી ૪૫ વરસ.

સ—એકતાલીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ સઈયદઅલી.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૦૩૮ થી ૧૦૭૧ એટલે ઈ૦ સ૦ ૧૬૨૯ થી ૧૬૬૧ સુધી ૩૩ વરસ.

સ—બેતાલીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ હસનઅલી.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૦૭૧ થી ૧૧૦૬ એટલે ઈ૦ સ૦ ૧૬૬૧ થી ૧૬૯૫ સુધી ૩૫ વરસ.

સ—તેતાલીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ કાસમઅલી.

સ—તેમની ઈમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૧૦૬ થી ૧૧૪૩ એટલે ઈ૦ સ૦ ૧૬૯૫ થી ૧૭૩૧ સુધી ૩૭ વરસ.

સ—ચુમાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ અબુલ હસનઅલી.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૧૪૩ થી ૧૧૯૪ એટલે ઈ૦ સ૦ ૧૭૩૧ થી ૧૭૮૦ સુધી ૫૦ વરસ.

સ—પીસતાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ ખલીલ્લાહ અલી.

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૧૯૪ થી ૧૨૩૩ એટલે ઈ૦ સ૦ ૧૭૮૦ થી ૧૮૧૭ સુધી ૩૮ વરસ.

સ—છેતાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ હસનઅલી (બીજા)

સ—તેમની ઇમામતની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૨૩૩ થી ૧૨૯૮ એટલે ઈ૦ સ૦ ૧૮૧૭ થી ૧૮૮૧ સુધી ૬૫ વરસ.

## વીભાગ ૬.

સ—રહેઠાણ પ્રમાણે ઇમામોનો છઠો વીભાગ કયો?

જ—નામદાર બ્રીટીશ સરકારના અદલ ઇનસાફી પ્રતાપવંત રાજ્યમાં હીંદુસ્તાનના મુંબઇ શહેરમાં રહેનારા ઇમામો.

સ—મુંબઈ શહેરમાં કયા ઇમામ પધાર્યા હતા?

જ—છેતાલીસમા ઇમામ હક મૌલાના શાહ હસનઅલી.

સ—મુંબઇ શહેરમાં કેટલા ઇમામો થયા છે.

જ—હક મૌલાના શાહ હસનઅલીથી હક મૌલાના શાહ આગા

સુલતાન મહમદ શાહ દાતાર હાજર ઈમામ સુધી ત્રણ ઈમામો.

સ—સડતાલીસમા ઈમામનું નામ કહો.

જ—હક મૌલાના શાહ આગા અલીશાહ દાતાર.

સ—તેમની કારકીર્દીના વરસ કહો.

જ—હી૦ સ૦ ૧૨૯૮ થી ૧૩૦૨ એટલે ઈ૦ સ૦ ૧૮૮૧ થી ૧૮૮૫ સુધી ૪ વરસ.

સ—અડતાલીસમા ઇમામનું નામ કહો.

જ—હક મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર હાજર ઈમામ.

સ—તેઓ કઇ સાલમાં ઈમામતના તખ્ત ઉપર જલ્વાગર થયા?

જ—હી૦ સ૦ ૧૩૦૨ એટલે ઈ૦ સ૦ ૧૮૮૫ માં.

સ—હમણાના વખતમા અડતાલીસમા હાજર ઈમામનું રહેઠાણ ક્યાં છે?

જ—હીંદુસ્તાનમા મુંબઇ શહેરમાં.

સ—હક મૌલાના આગા સુલતાન મહમદ શાહ દાતાર હાજર ઇમામનો જન્મ કઇ સાલમાં અને કયા ગામમાં થયો?

જ—ઈ૦ સ૦ ૧૮૭૭ માં નવેમ્બર માસની ૨ જી તારીખે કરાંચી શહેરમાં.

સમાપ્ત.

# સાંકળિયું.







